# રાસબત્રીસી

ચંદુલાલ એમ. શાહ

જીવનલાલ એન્ડ સન્સ
અમદાવાદ અને મુંબઇ-૨

પ્રકાશક :
જીવનલાલ એન્ડ સન્સ
તરફથી ચંદ્રકાન્ત જી. મહેતા.
પીરમશાહ રોડ—અમદાવાદ.

મુંબઇના એજન્ટ્સ :
જીવનલાલ એન્ડ સન્સ
૧૨૯, પ્રિન્સેસ સ્ટ્રીટ;
મુંબઈ—૨



આવૃત્તિ પહેલી — ઇ. સ. ૧૯૪૦ જૂન



કિંમત ૦-૮-૦

મુદ્રક :
ધી વીરવીજય પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. કેશવલાલ સાંકળચંદ શાહે છાપ્યું
ઠે. સલાપોશ રોડ, કોસલાઇન—અમદાવાદ.

# નિવેદન

નવલિકા, નાટિકા અને નવલકથા વગેરે પ્રકારનું સાહિત્ય જેટલા પ્રમાણમાં સર્જાયું છે, તેટલા પ્રમાણમાં કવિતાનું સાહિત્ય સર્જાયું હોય તેમ લાગતું નથી. પરંતુ તે દિશામાં આજે પ્રયત્નો થાય છે ખરા, પણ તે જૂજ છે. વધારે પ્રયાસો થવાની જરૂર છે.

'મૃણાલિની' અને 'દેશની માયા' આ બે મારી સામાજિક નવલકથાઓ પછી 'રાસબત્રીસી' મારું ત્રીજું પુસ્તક છે.

'રાસબત્રીસી' નામ સ્વર્ગસ્થ શ્રી. જીવનલાલ અમરશી મહેતાએ ગોતી આપ્યું હતું. સ્વર્ગસ્થ એક ગ્રંથકાર અને સાહિત્યના પરીક્ષક હતા. એમના જવાથી અનેક લેખકો અને મિત્રોને આઘાત થયો છે.

ગૂજરાતી ભાષામાં જે જે રાસસંગ્રહો આજ સુધીમાં પ્રકટ થવા પામ્યા છે તેમાંના રાસ કે કાવ્યો માસિક કે સાપ્તાહિકમાં પ્રકટ થયેલાં જોવામાં આવ્યાં છે. આ પુસ્તકમાં આપવામાં આવેલાં રાસકાવ્યો ક્યાંય પ્રકટ થયાં નથી. માત્ર એક જ કાવ્ય 'સ્ત્રીબોધ'ના મે ૧૯૪૦ના અંકમાં છપાયેલ છે.

ભાઈશ્રી ચન્દ્રકાન્ત જીવનલાલ મહેતાએ આ પુસ્તકની પ્રથમાવૃત્તિ પ્રકટ કરવાની સર્વ જવાબદારી ઉઠાવી, તે બદલ હું તેમનો આભાર માનું છું.

મુંબઈ,
૧૫-૫-૪૦

લેખક.

# અનુક્રમ

## પ્રાર્થના

વંદન વંદન નિરાકાર !
હે કિરતાર જગદાધાર હો !

મસ્તક નામું વારંવાર,
દીન દયાળ દેવાધાર હો !

કાપો સૌના કુવિચાર,
અંતરતાર જીવનસાર હો !

આપો સૌને સુવિચાર,
હો ચમકાર ચેતનહાર હો !

સુખી રાખો નર ને નાર,
હો મનસાર પૂજનસાર હો !

પાપ વિદારક ધર્માચાર,
સ્થાપનહાર અર્પણકાર હો !

લક્ષ્મીનંદન ને લાચાર,
સૌને પ્યાર કરજો પ્યાર હો !

ઓજસ ઓજસના ભંડાર,
હે ચમકાર હર અંધકાર હો !



૨

# માતૃમહિમા

શોધ્યું નહીં જડે ક્યાંય રે,
હયું હેતે ભરેલું માતનું;
ક્યાંયે ન શોધ્યું જડે રે.

માયા ભર્યું અતિ નેણુ રે,
બ્રહ્માંડે છે એક ઘડયું માતનું;
ક્યાંયે ન શોધ્યું જડે રે.

ખોળ્યું દિનેશમાં ચંદ્રમાં:
વળી ક્યાંયે ના તેજ જુઓ માતનું;
આભે ન ખોળ્યું જડે રે.

રત્નો ભલે ભર્યાં સાગરે,
અમૃત ત્યાંયે નથી માતનું;
જળમાં ન દીઠું જડે રે.

આંબાથી યે મીઠું વેણુ રે,
લાગે મીઠું જનેતા માતનું;
બીજે ન ક્યાંયે મળે રે.

હુંફાળું છે છત્ર લીમનું,
એનાથી યે હુંફાળું માતનું;
જગમાં ન ક્યાંયે જડે રે.

સંતાન પોઢતું પારણે,
દોરીમાં દિસે દિલ માતનું;
દીઠું ન બીજે જડે રે.

ખોળે રમાડતી હોંશથી,
મોંઘેરૂં છે માન અતિ માતનું;
વિશ્વે ન ક્યાંયે મળે રે.

દેવાધિદેવની વંદના,
હૈયું વંદી વખાણે માતનું;
હૈયું ન બીજે મળે રે.

ભૂલો જુએ નહીં બાળની,
એવું અંતર ક્ષમામય માતનું;
જોવા ન બીજે જડે રે.

આલાપમાં નહીં ઉતરે,
એવું સંગીત મધૂરૂં માતનું;
કાને ન બીજે પડે રે.

ભાષા મહીં નથી ક્યાંય રે,
એવું ભાષણ અમૂલું માતનું;
બીજે ન સ્થાને જડે રે.

પીંછી વડે ન દોરાય રે,
એવું ચિત્ર દોરાયું માતનું;
ક્યાંયે ન આંખે ચડે રે.

પૂજન કરો સહુ પ્રેમથી,
મોંઘું પૂજન જગતમાં માતનું;
સંતાન! પૂજન ફળે રે.

૩

## તન્મય

આભે ચડીરે આભે ચડી,
રૂપેરી અંગની આભે ચડી.

જ્યોતિ જડીરે જ્યોતિ જડી,
ઓજસના અંગની જ્યોતિ જડી.

પૃથ્વીની પાટમાં:
લલના લલાટમાં:

છાની હતી તે આંખે ચડી,
ઓજસના અંગની જ્યોતિ જડી.

હું તો દેવાંગના:
દેવી શી વાંચ્છના:

માગી હતી તે આજે મળી,
ઓજસના અંગની જ્યોતિ જડી.

છાયા ઉમંગની:
સ્વામીના સંગની:

આશા ફળી રે આશા ફળી,
ઓજસના અંગની જ્યોતિ જડી.

## સાસુના રાજમાં

ડોલું ડોલું આંબાની ડાળ,
કે આંબો મારી સાસુના રાજમાં.

એની મંજરિયો મ્હોરે વિશાળ,
કે આંબો મારી સાસુના રાજમાં.

નાચું રાચું બની હું બાળ,
કે બાળા હું તો સાસુના રાજમાં.

મારી નણુદી અતિ હેતાળ,
કે ભાભી બની સાસુના રાજમાં.

મારો દિયર બહુ વાચાળ,
કે બોલે મીઠું સાસુના રાજમાં.

રાખે જેઠાણી મારી ભાળ,
કે પ્રીત કરે સાસુના રાજમાં.

નવોઢા તો ય હું શરમાળ,
કે બ્હીતી ફરૂં સાસુના રાજમાં.

મારી સાસુ જીવો ચિરકાળ,
કે સુખી હું તો સાસુના રાજમાં.

૫

## પડી હાક તારી ભોમની રે

અલિ ગુજરાતણુ ! ઉઠ, પડી હાક તારી ભોમની રે;
અલિ આકાશે વીજ ચડી હાક સૂણી ભોમની રે.

તારી શક્તિના ચમકારે આવ,
તારા સ્વામીને મેદાને લાવ,
બની પ્રબળા તું ઉઠ, પડી હાક તારી ભોમની રે.

તારી અહિંસા જગને બતાવ,
તારી પ્રભુતા સહુને સજાવ,
મટી અબળા તું ઉઠ, પડી હાક તારી ભોમની રે.

તારી આંખોનાં કામણુ હટાવ,
તારા યૌવનને અગ્નિ બનાવ,
બની ચંડી તું ઉઠ, પડી હાક તારી ભોમની રે.

તારાં અંતર શૌર્યે મઢાવ,
તારા જોમ સકળજગમાં જગાવ,
અલિ ચિનગારી ! ઉઠ, પડી હાક તારી ભોમની રે.

જ્ઞાતિ જ્ઞાતિને સંગે મિલાવ,
સ્પર્શાસ્પર્શોના ભેદો મિટાવ,
ઘડી આવી તું ઉઠ, પડી હાક તારી ભોમની રે.

હસી હસીને હાકલ ઉઠાવ,
તારા ઝંડાના વંદન વહાવ,
જગત્ જોગણુ ! તું ઉઠ, પડી હાક તારી ભોમની રે.

૬

# વર્ષા

શ્યામ ઘટા છાઈ રહી રે છાઈ રહી,
આકાશે નીલ સખી ! ગાઈ રહી,
જાણે છલકાતી નભની નહેર—શ્યામ ઘટા.

ચાતક ચકોરી ઉલ્લાસ ધરે,
ગ્રીષ્મ વીત્યાથી હાસ્ય કરે,
જાણે પામ્યાં અનંતની લહેર—શ્યામ ઘટા.



કિન્નર કુમારી કંઈ નૃત્ય કરે,
ઝાંઝર વિહારી અંત્રિક્ષ ફરે,
જાણે છુટી ઘુઘરિયોની સેર
—શ્યામ ઘટા.

પુષ્પલતા ન્હાઈ રહી રે ન્હાઈ રહી,
ઉદ્યાને આવ નિશા ન્હાઈ રહી,
જાણે વહેતો રૂપાનો વહેર
—શ્યામ ઘટા.

૭

## સુકાનીને

ધીમે હંકારજો ધીમે,
સુકાની રાજ ! ધીમે ધીમે.

સાગરમાં ભરતી ચડી રે,
હૈયામાં ભીતિ પડી રે,
ધીમે હંકારજો ધીમે,
અંતરના રાજ ! ધીમે ધીમે.

ભવરણમાં ખડક નડે રે,
તોફાને નાવ ચડે રે,
ધીમે હંકારજો ધીમે.
જીવનના તાજ ! ધીમે ધીમે.

કર્તવ્યે જીવન ફળે રે,
ધીરજથી વિજય મળે રે,
ધીમે હંકારજો ધીમે,
ઉરના અધિરાજ ! ધીમે ધીમે.

૮

# વિધવાવિલાપ

આંસુ દેખાડે બિચારી કોને આંખનાં રે,
એના હૈયામાં આંસુડાં સળગ્યે જાય—આંસુ૦

ખોયાં પંખીણીએ ચેતન એની પાંખનાં રે,
એનાં વ્હાલાં એને ગાળો દેતાં જાય—આંસુ૦

એની સોના સરખી કાયા ડૂબી ધુળમાં રે,
એની લાખેણી ઈચ્છાઓ ડૂબી જાય—આંસુ૦

એની આશાના સ્તંભો તૂટે તાપમાં રે,
એના તકદીરે લાગી છે કારી લ્હાય—આંસુ૦

કીધા લગ્નોના દેખાવો એને બાળવા રે,
એના મિઢોળે ન આપી એને સ્હાય—આંસુ૦

સ્નેહી સ્નેહીના વિસામા જુઠ્ઠા જાણવા રે,
એના સ્નેહી એના પૂરણ વેરી થાય—આંસુ૦

માને દુર્ભાગી પિયરિયાં સ્વની દીકરી રે,
કેવાં નિર્દય એનાં પિયરિયાં કહેવાય—આંસુ૦

ઓલે પાપીણી સાસરિયાં પરની દીકરી રે,
કેવાં નિર્દય એનાં સાસરિયાં કહેવાય—આંસુ૦

એને જોવાથી અપશુકન સારા કામમાં રે,
માને રૂઢિના પૂજારી આવું હાય !—આંસુ૦

એના નાતિલા ધિઃક્કારે એને પીડવા રે,
એની પીડામાં બિચારા બળતી જાય—આંસુ૦

એને સમાજે ફિટકારી કહી વિધવા રે,
એના નિઃસાસાથી ધરતીકંપો થાય—આંસુ૦

૯

# ગુણીઅલ ગુણવાળી

ચાલોને બેડુલાં માથે ધરીને,
જઈએ જમુના તીર, ગુણીઅલ ગુણવાળી રે.
ચાલોને સહિયર સાથે મળીને,
ભરીએ જીવન–નીર, ગુણીઅલ ગુણવાળી રે.
નદીને કાંઠડે ગાશું રસાળાં,
ગરવાં ગુણિયલ ગીત, ગુણીઅલ ગુણવાળી રે.
મિલાવી પાંખથી પાંખો સખીરી,
કરશું જગમાં જીત, ગુણીઅલ ગુણવાળી રે.
કોકિલી કામિની મીઠું હસીને,
રમશું રસના રાસ, ગુણીઅલ ગુણવાળી રે.



મેના પોપટની વાતો કરીને,
ધરશું હૈયે હાસ,
ગુણીઅલ ગુણવાળી રે.

પાણી ઉછાળશું યમૂનાજીનાં,
તરશું ભવરણ પંથ,
ગુણીઅલ ગુણવાળી રે.

આવોને સહિયર કાંઠે જઈએ,
સ્મરીએ રસિયો કંથ,
ગુણીઅલ ગુણવાળી રે.

૧૦

## વીર

ડોલે તરૂ તણી વેલડી ને એની
શાખામાં શોધે ભાવ રે;
એ ભાવ પ્રભુ તણા રે.

કોડે ભરી બની ઘેલડી રે એના
બંધુના લેવા લ્હાવ રે;
એ લ્હાવ બંધુ તણા રે.

માતા કને કહે લાડથી કે તારો
લાડીલો ક્યાં છે લાલ રે;
દેખાડ ભાઇ મને રે.

માતા કહે બહુ હેતથી કે તારા
ભ્રાતામાં મ્હારૂં વ્હાલ રે;
એ ભ્રાત ચાહે તને રે.

હોંશે જવાબમાં બ્હેનડી એ બોલી:
વીરાની જોતી વાટ રે;
હું લ્હાવ લેવા ચહું રે.

માતા ઉમંગથી બોલતી કે તારો
વીરો બેઠોતો પાટ રે;
શું વાત બીજી કહું રે.

માને બતાવતાં રાખડી તે બોલી:
વીરાને ખોળ્યો પાટ રે;
બેઠેલ પાટે નથી રે.

એવામહીં તહીં આવિયો તે ભાઇ,
બ્હેને નિહાળ્યો ભ્રાત રે;
જોતાંજ રાજી થઇ રે.

દોડી ખુશી થતી બ્હેનડી એ ભેટી,
ઉમંગ ભાવે ભાઇને;
પ્રેમાળ હેતે ભરી રે.

દૈવી પ્રભા સમી બ્હેનડી તે બાંધે,
અનંત ભાવે રાખડી;
એ બ્હેન હોંશે ભરી રે.

# ભારતી ગીત

સર્વે સાહેલી બોલો ઉમંગે,
જનની અમારી ભારતી રે લોલ.

આવો સાહેલી મોંઘેરા અંગે,
ઉરની ઉતારો આરતી રે લોલ.
શિરે હિમાલય મુગટ ચઢાવે:
ગંગા યમૂના નયનો હસાવે:
સિન્ધુ સતલજ કંઈ રેખા બતાવ:
આવો સાહેલી હૈયાને રંગે,
મનડે મઢાવો ભારતી રે લોલ.

અગિયાર પ્રાન્તો મસ્તક નમાવે:
પર્વત સરિતા નિ:સર્ગ લાવે:
એતી ખલકની આંખો નચાવે:
આવો સાહેલી અંતર તરંગે,
તનડે લગાવો ભારતી રે લોલ.

મા ભારતી ઉચ્ચારો:
મા ભારતી ઉદ્ધારો:
મા ભારતી ઓવારો:
આવો સાહેલી આઝાદી જંગે,
ગરવી ગજાવો ભારતી રે લોલ.

૧૨

## પીયૂષ મીઠું રે

પીયૂષ એક મીઠું જલધી ઉંડાણુમાં,
જલધી ઉંડાણુમાં, પીયૂષ મીઠું રે.

દીઠું દેવોએ એક બીજું ભાણુમાં,
નભમાં ઉંચાણુમાં, પીયૂષ મીઠું રે.

જગત–બાગ મહીં કુલડાંના પ્રાણુમાં,
આછાં એંધાણુમાં, પીયૂષ મીઠું રે.

શરદ્ બીજ કહે એના જોડાણુમાં;
શ્રદ્ધાના વ્હાણુમાં, પીયૂષ મીઠું રે.

વદન વિમલ વહે સ્મિતાનિલ લ્હાણુમાં,
ઉરના મંડાણુમાં, પીયૂષ મીઠું રે.

હૃદય હૃદય મળે દૈવી ખેંચાણુમાં,
એના એંધાણુમાં, પીયૂષ મીઠું રે.

કંથ કામિનીના એકત્રિત પ્રાણુમાં,
અચલિત નિર્માણુમાં, પીયૂષ મીઠું રે.

૧૩

## ઓપી

દહીંની મારી ગોળી રે ગોળી,
　　કોણે ઢોળી રે ઢોળી.

કનૈયે ગોળી ફોડી રે ફોડી,
　　હું તો ભોળી રે ભોળી.

ન જાણું એલી હોળી રે હોળી,
　　એવી ખેલી રે હોળી.

વૃજની વાટે ભીંજાણી ચોળી,
　　મારી ચોળી રે ચોળી.

ખિજાશે મારી સાસુ નિહાળી,
　　જોતાં ચોળી ને ચોળી.

નણંદ ખોટી ચાડી રે ખાશે,
મારા પીયુની પાસે.

કનૈયો મારો બાલુડા જેવો,
નાનો લુંટારો કેવો.

છબીલો મારો છેલો રે છેલો,
કેવો ઘેલો રે ઘેલો.

મટૂકી મારી ફૂટી રે ફૂટી,
ધીમા હાથે રે ફૂટી.

નંદકિશોરે લૂંટી રે લૂંટી,
જુઠી માયા રે લૂંટી.

१४

## અવાક્ હૃદય

મારા અંતર કેરી લ્હાય પારખજો રે,
 લ્હાય પારખજો રે,
  કે લ્હાય પારખજો રે.

મારૂં જીવન આ પીસાય નીરખજો રે,
 ત્રાસ નીરખજો રે,
  કે ત્રાસ નીરખજો રે.

મારી દેહલતા વેચાય સાચવજો રે,
 ધર્મ સાચવજો રે,
  કે કર્મ સાચવજો રે.

મારા રૂપ લુંટાતા માન તારવજો રે,
 સાન તારવજો રે,
  કે ભાન તારવજો રે.

મારી લાજ ઉઘાડી થાય જીરવજો રે,
 મોહ જીરવજો રે,
  કે કામ જીરવજો રે.

લોકો પતિતા કહેતા હાય! સાંભળજો રે,
 લોક સાંભળજો રે,
  કે કોક સાંભળજો રે.

૧૫

## રિસાઇ ગયેલી બ્હેનપણીને

બોલ બોલ રે રસીલી સખી બોલ,
તારા અમૃત શા બોલ ફરી બોલ રે.

ખોલ ખોલ રે રસીલું હૃદય ખોલ,
તારૂં નિર્મળ હૃદય ફરી ખોલ રે.

રીસ રૂસણાની રીત નથી ઠીક,
તારૂં મૌન નથી લાગતું આ ઠીક રે.

બ્હીક લાગતી સખિરી મને બ્હીક,
તારાં લોચનિયાં જોઈ અતિ બ્હીક રે.

આમ કાળજું જલાવ નહીં બ્હેન,
તારૂં કાળજડું બાળ નહીં બ્હેન રે.

ચેન ના પડે સખિરી મને ચેન,
મારૂં અંતર અને મન બેચેન રે.

૧૬

## પારણું

(મારી) આંખોના તારા પ્રીતે હું ચૂમું ગાલ રે,
કે પારણું ઝૂલાવું પ્રેમથી.

તારી હું માતા હૈયે વસાવું વ્હાલ રે,
કે પારણું હિંચોળું પ્રેમથી.

તારા નેનનમાં સાત સિન્ધુનાં તીર,
કે પારણું દેવોના દેવનું.

તારા ખેલનમાં સર્વે નદીનાં નીર રે,
કે પારણું જીવન સહદેવનું.

ભાળું તારામાં ચાદે બ્રહ્માંડ સ્થિર રે,
કે પારણું ઈશ્વરના અંશનું.

તારા પિતાએ દીધું મને હીર રે,
કે પારણું ચેતન છે વંશનું.

તારા પારણિયે સીતા સતિની સ્હાય રે,
કે પારણું ભક્તોના ભક્તનું.

તારા આયુષને રાજા રામજીની છાંય રે,
કે પારણું પૂર્વજના પુન્યનું.

મારે આંગણુલે ગંગાજી કેરાં વ્હેણુ રે,
કે પારણું સિંચન છે ધર્મનું.

મારે મંદિરયે સાવિત્રી કેરાં નેણુ રે,
કે પારણું દોહન છે કર્મનું.

મારા અંતરમાં ભાવોનું મીઠું પૂર રે,
કે પારણે પોઢોજી બાળુડા.

મારા જીવનમાં દેવોને દુર્લભ નૂર રે,
કે પારણે ઝૂલોજી બાળુડા.

૧૭

## સંધ્યાને

તને સૂરજનો તાપ નથી તાપતો રે,
તને ઈન્દુનો પ્રકાશ નથી ઠારતો રે,
છતાં ધરતીનો દેહ તને ધારતો રે,
કહી સંધ્યા સોહામણી સુંદરી.

સખી સંધ્યાનું નામ તને શોભતું રે,
તને લીલુડું વૃક્ષ સખી ઓપતું રે,
તને નિસર્ગે રાજ દીધું ડોલતું રે,
બની રાણી એ રાજ તણી સુંદરી.

કરે વંદન છે રાત તને દૂરના રે,
તને ઉજવતા લોક રહે પૂરના રે,
કરે મંદિરમાં ગુંજનો તું સૂરના રે,
નમું હોંશે શોભાંગના સુંદરી.

૧૮

## વસંત રાણી

કેસરિયો રંગે કેસૂડાનો ફાલ,
સહિયર જોને! ફાલ રે.

કંચન શા અંગે મોતીડાંની માળ,
સહિયર જોને! મોંઘી માળ રે.

કોયલડી કંઠે નીતરતા રસાળ,
સહિયર જોને! સુર રસાળ રે.

પંકજની કળિયો સરોવરની પાળ,
સહિયર જોને! પંકજ પાળ રે.

વલ્લરીઓ વાડી વાડીની વિશાળ;
સહિયર જોને! વન વિશાળ રે.

આકર્ષણ ગુંથે આછીઆછી જાળ,
સહિયર જોને! મોહક જાળ રે.

વિરહિણી ઝંખે કોડીલો મર્માળ,
સહિયર જોને! મન મર્માળ રે.

વસંતે ઓવાર્યો પ્રીતિ રસથાળ,
સહિયર જોને! પૂજન થાળ રે.

૧૯

## ચાંદની

મ્હેની આવો તો શિતલ ધારા ઝીલીએ રે,
શિતળિયો ઝીલે રજની કેરા સાથમાં.

એની રાણીના ખેલન ઉજળાં ખેલીએ રે,
ચાંદલિયો ખેલે રજની કેરા સાથમાં.

મીઠાં મોંઘેરાં ઓજસ કેવાં પાથર્યાં રે,
રસ ઘેલો શોભે રજની કેરા સાથમાં.

સંપીલી જોડીએ કર્મો કેવાં આદર્યાં રે,
કર્તવ્યો બંનેનાં દીપે કેવાં સાથમાં.

ચંદા રાણીના મનોરથ ઉર ધરજો રે,
દંપતિ દુનિયામાં ડગલું દેજો સાથમાં.

પ્રેમી પ્રેમીનાં મિલન છે સોહામણાં રે,
પ્રેમ ભર્યાં હૈયામાં સંસારે હો સાથમાં.

ઇન્દુ ચંદાના બંધન છે રળિયામણા રે,
એક બની એની પેઠે રહેજો સાથમાં.

ચેતન ચેતનના ચમકારા લોભામણા રે,
ચેતનમાં બંને અંતર વહેજો સાથમાં.

પત્ની જીવનમાં સ્વામી આત્મા ધર્મનો રે,
ધર્મ ધરી ભવરણ સંગે તરજો સાથમાં.

મંદિર મંદિરમાં દિપક દૈવી કર્મનો રે,
કર્મ કરી જીવનને ઉજવજો સાથમાં.

જેવાં શ્વેતાંબર રજનીને સોમનાં રે,
શ્વેત કરી અંતર એવાં રમજો સાથમાં.

નિર્મળ નિર્મળ રસ હૈયે સિંચો વ્યોમનાં રે,
નિર્મળતા શિખવી સૌને હસજો સાથમાં.

ચંદાના મનમાં ને મનમાં જગનાં હિત રે,
હિત તમે શીખી એવાં શિખવજો સાથમાં.

ઇન્દુ ચંદાની નિઃસ્વાર્થી સમજો પ્રીત રે,
પ્રીત તમે શીખી એવી શિખવો સાથમાં.

## ૨૦

# યૌવન મૂર્તિ

અલકાવલી શ્યામ શિરે સજની,
નયને નયને પ્રણમું પ્રણમું.

નભ મંડલ ચંદન રે સજની,
નિરખી નિરખી નમું હું નમું હું.

ગ્રહ મંગલ ભાલ વચ્ચે સજની,
ભયભીત બની ડરૂં હું ડરૂં હું.

મુખ મોહક ચન્દ્ર ધર્યો સજની,
નયનો રસથી ભરૂં હું ભરૂં હું.

તુજ અંગ રતિ રૂપ રે સજની,
નજરે નિરખી ધરૂં હું ધરૂં હું.

ફુલરાજ ગુલાબ સમા સજની,
તુજ ગાલ મુખે ભરૂં હું ભરૂં હું.

સરિતા સમ નિર્મળતા સજની,
તુજ ભાલ વહે ધરૂં હું ધરૂં હું.

દિલ રંજક દેહલતા સજની,
રસ કુંજ તીરે ફરૂં હું ફરૂં હું.

તુજ યૌવન નૈનનમાં સજની,
વીજળી ચમકે ડરૂં હું ડરૂં હું.

રસરૂપ તણી ઝરણી સજની,
તુજ યૌવનથી તરૂં હું તરૂં હું.

૨૧

## વીરત્વનાં સંભારણાં

[ ૧ ]

શ્રાવણ જમણે નેણ રે,
ડાબે ભાદરવો ભર્યો;
સમરે વીરના વેણ રે,
કોઈ કહો વીર ક્યાં ગયો?

[ ૨ ]

દીધી'તી સીખ એક યુદ્ધે જવાની,
કારમી હો, મા!
જામ્યો પ્રચંડ જંગ ત્યાં તો વિધાત્રી,
કમકમી હો, મા!

આકાશી અંગ રંગ ધોળે ફુવારા,
રક્તના હો, મા !
શાથી અકાળ કાળ ક્યાંથી છૂટયા રે,
અસ્તના હો, મા !

[ ૩ ]

પૂછે તનયા માતને,
સાગર દલ શાને વહ્યો;
નિરખું ક્યાં જઇ ભ્રાતને,
કોઈ કહો વીર ક્યાં ગયો ?

[ ૪ ]

માતા અપૂર્વ હર્ષ હૈયે ધરીને,
બોલતી હો, મા !
દોડે સુકીર્તિ ભાઈ તારો વરીને,
હોંશથી હો, મા !
સત્યાગ્રહી ન બેઠો ખૂણો ખોળીને,
દ્વારમાં હો, મા !
ડંકા નિશાન નાદ થાતાં ગયો રે,
ઝાળમાં હો, મા !

[ ૫ ]

લોહી ભર્યાં વસ્ત્રો દિસે,
યુવક આંખ મીંચી પડયો;
બોલે નહિ, ચાલે નહિ,
કોઇ કહો વીર કયાં ગયો ?

[ ૬ ]

ઉમંગ ભેર બ્હેન બોલી હસી રે,
ધન્ય છે હો, મા !
બંધુ બનેલ વિશ્વે અખિલે,
વંદ્ય છે હો, મા !

## ૨૨

# નિર્ધનની ઝોળી

એક ઝોળી ઉઘાડી:
મન ઝોળી ઉઘાડી:
નિર્ધનની મન ઝોળી ઉઘાડી—એક ઝોળી.

રુધિરે ટપકંતી:
નિ:શ્વાસે સળગંતી:
નિર્ધનની તન ઝોળી ઉઘાડી—એક ઝોળી.

મજૂરી રૂંધાણી:
જરદારી સંધાણી:
નિર્ધનની ઉરદોરી કપાણી—એક ઝોળી.

તરુ છાયા બદલાઇ:
ગરમીમાં પલટાઈ:
નિર્ધનની છાયા ખૂંચવાણી—એક ઝોળી.

આ દુનિયા ઘડનારી:
ઓ સંચાલન ધારી:
નિર્ધનની સાંભળ દુ:ખવાણી—એક ઝોળી.

૨૩

## સીતારામની આરતી.

આરતી ઉતારો સીતારામની રે,
સીતારામની રે
સીતાશ્યામની રે.

ભાવથી ભીંજાવો હૈયાં ભામની રે,
ઘેલી કામની રે—આરતી ઉતારો.

દેવદેવી વંદે સઘળાં માનથી રે,
ઊંચા સ્થાનથી રે—આરતી ઉતારો.

સાત સાગર હર્ષે તરશો નામથી રે,
એના નામથી રે—આરતી ઉતારો.

ધર્મદ્વા સંભાળો કર્મો હામથી રે;
હૈયા હામથી રે—આરતી ઉતારો.
ડોલશે બ્રહ્માંડો એના નામથી રે,
એના ધામથી રે—આરતી ઉતારો.
નાવ થઈ પાષાણો તરતા રામથી રે,
સીતાશ્યામથી રે—આરતી ઉતારો.
અંતરે જગાવો ધૂનો શ્યામની રે,
સીતારામની રે—આરતી ઉતારો.
મોક્ષને કિનારે મૂર્તિ રામની રે,
જીવનરામની રે—આરતી ઉતારો.

## ૨૪

## ત્યક્તા

સાંભળજો કથની કારમી રે,
કહેતી અબળા એક ગરીબડી જો.

હું તો ઊંચા કુળની દીકરી રે,
દુઃખી ઘરની એક ગરીબડી જો.

મારાં માતપિતા પરલોકમાં રે,
ઓલે રડતી બાળ ગરીબડી જો.

મારો બાળક નાનકડો આલોકમાં રે,
રાખુ બહુ સંભાળ ગરીબડી જો.

મારા પિયરમાં નહિ કોઇ રે,
રોતી વદતી એક ગરીબડી જો.

ઉદર ભરવાની નથી સોઇ રે,
આંસુ ધરતી એક ગરીબડી જો.

મારો કંથ ગયો વટલાઈ રે,
પોકે રડતી એક ગરીબડી જો.
હું તો સાસરિયેથી ત્યજાઈ રે,
રસ્તે રખડે એક ગરીબડી જો.
માથું દૂર ઊભીને ભીખ રે,
લેતાં ચમકું ભીખ ગરીબડી જો.
હૈયે પેઠી મારે બીક રે,
રાખું મનમાં બીક ગરીબડી જો.
કોઈ કહેતું સુંદર છોકરી રે,
તારી મોહક ચાલ ગરીબડી જો.

[ ૨ ]

આપું મારા ઘરમાં નોકરી રે,
કહેતું સાથે ચાલ ગરીબડી જો.
બોલે અંગે અમૃત નીતરે રે,
શાને ભટકે આમ ગરીબડી જો.
મનમાં બોલી શાને છેતરે રે,
હું તો ભોળી નાર ગરીબડી જો.

મારે શિયળ મોંઘું માનવું રે,
શિયળ છે ભવસાર ગરીબડી જો.

માઠા શબ્દો રસ્તે સાંભળું રે,
હું તો થઈ લાચાર ગરીબડી જો.

પાપી પાસેથી હું નીકળું રે,
ચાચું પૈસો પાઇ ગરીબડી જો.

કામાંધોથી લાજી ત્રાસતી રે,
સળગે હૈયે હાય ગરીબડી જો.

હું તો ભૂખે દુઃખે કંપતી રે,
બળતી દિલમાં લાય ગરીબડી જો.

ચૂડી ભાંગી જીવતા સાથની રે,
ત્યાગ્યો હૈયાહાર ગરીબડી જો.

માગું સહાય શ્રી દીનાનાથની રે,
દેજો ધર્માચાર ગરીબડી જો.

૨૫

## કન્યાવિક્રય પર શ્રાપ

નાણા લઈ ઘરે બાંધિયો રે,
એણે પુત્રી વરાવા માંડવો,
બાંધેલ પૈસા લઈ રે.

બુઢ્ઢા જમાઇને શોધિયો રે,
એને કેવો દયાહીણુ જાણવો,
વેચાઈ કન્યા ગઈ રે.

મૂંગી સુતા ગઇ સાસરે રે,
એનું હૈયું ધુમાડો શ્રાપનો,
શેકાઈ સુતા ગઇ રે.

નાની વયે બની પ્રેમદા રે,
એનો સ્વામી પિતાજી જેવડો,
મૂંઝાઈ કન્યા રહી રે.

છાનું રડે સુતા બંગલે રે,
એને શેઠાણી કહેતા ચાકરો,
દુભાઇ કન્યા રહી રે.

શોક તણો હતો દીકરો રે,
એને માતુશ્રી કહેતાં લાજતો,
મૂંઝાઈ કન્યા રહી રે.

શોક તણી મોટી છોકરી રે,
એની માતા સમાણી લાગતી,
રૂંધાઇ કન્યા રહી રે.

[ ૨ ]

આખા કુટુંબમાં ઉંમરે રે,
નાની બધાથી લાગે બાળ એ,
લજાઇ કન્યા રહી રે.

બુઢ્ઢા ધણી કહે 'અંગના' રે,
એની પુત્રવધૂ ઊભી સાંભળે,
ડંખાઈ કન્યા રહી રે.

આવી વહુ પછી હસતી રે,
બોલે સાસુ તમોને કેમ છે!
પિસાઈ કન્યા રહી રે.

જાતી વિચારમાં રાતડી રે,
એને ઊંઘે ન આવે લેશ રે,
સુકાઈ કન્યા રહી રે.

વિધાત્રીએ પછી એક દી રે,
કીધો ભારે અતિશે કોપ રે,
રંડાઈ કન્યા ગઈ રે.

વીત્યું નથી હજી વર્ષ ત્યાં રે,
આવી ઘેરે પછાડ્યું શિશ રે,
સૌભાગ્યચૂડી તૂટી રે.

માતા નથી, નથી બ્હેનડી રે,
એને ભાઇ કહે જા સાસરે,
સૌભાગ્ય ગયું ફૂટી રે.

[ ૩ ]

પિતા કહે દુર્ભાગિણી રે,
તારો સ્વામી ગુમાવ્યો ભાગ્યથી,
કિસ્મત ગયું ફૂટી રે.

પાછી દુઃખી થતી સાસરે રે,
જાતી જાતી રડે છે બાળ રે,
તકદીર ગયું તૂટી રે.

પુત્રે કીધું એને માવડી રે,
જાઓ જાઓ તમારે પિયર,
અંગાર હૈયે ભર્યા રે.

શાને લગન કર્યાં વૃદ્ધથી રે,
દીધું કોણે કન્યાદાન રે,
ચોધાર આંસુ સર્યાં રે.

શ્રાપો છૂટી રહ્યા ક્રોધથી રે,
જાય જુલ્મીનું સત્યાનાશ રે,
વેચાણ જેણે કર્યાં રે

૨૬

## ઉદય

આવે પ્રભાત સરદાર, આંગણાં મૂકો ઉઘાડાં.
હૈયે કંચન શી ઢળે છે જ્યોત રે;
શોભંતી પૃથ્વી અપાર—આંગણું.
તેજાંગ તાપે, ચારે દિગંતો;
સોને મઢયો ચમકાર—આંગણું.
અંધાર ટાળે, દિલને અજવાળતો;
ઓજસનો રૂડો ભંડાર—આંગણું.
આવો રે આવો, ઉરથી સત્કારીએ;
સૃષ્ટિ તણા સરકાર—આંગણું.
વંદું વધાવું, તનડાં અજવાળજો,
હૈયે વહાવી પ્યાર—આંગણું.
માગું પ્રભુજી, મનડાં ચમકાવજો;
લેજો લૂંટી અંધાર—આંગણું.

૨૭

## ભેદભાવ

છોડો છોડો છેતરપિંડી,
  સઘળું જાણે સર્જનહાર રે.
ચડજો સૌએ સીધી સીડી,
  સામે બેઠો ધરણીધાર રે.

બ્રાહ્મણ વાણિયાના ભેદ,
ઠક્કર ભાટિયાના ભેદ,
નાગર ક્ષત્રિયોના ભેદ,

ખોટા ખોટા ભેદો ટાળો,
  સમજો માનવના આચાર રે–છોડો.

જ્ઞાતિ જ્ઞાતિના કંકાસ,
કોમે કોમોના કંકાસ,
પ્રાંતે પ્રાંતોના કંકાસ,

છે કંકાસો જુઠ્ઠા જુઠ્ઠા,
કરજો અંતરથી વિચાર રે—છોડો.

સર્વે ભારતીનાં બાળ!
શાને પાથરો છો જાળ,
પેદા થઇ રહી છે ઝાળ,

સંપી જ્વાળા ઠારી નાંખો,
માનો ઐક્યમહીં જયકાર—છોડો.

## ૨૮

# દીપમાળ જગવતી

શું રે કરવું! શું રે કરવું!
દીવા પ્રગટાવવા શું રે કરવું!
બાઈ મારે શું રે કરવું!

એક જગવું ત્યાં બીજો બુઝાય રે,
ઘૃત પૂરતાં અધવચ રેલાય રે—બાઈ મારે.

વસ્ત્ર નવલું પહેરેલું છંટાય રે,
દીવડિયા શાથી જગાવાય રે,
કોઈ કહો દીપમાળ શાથી પુરાય રે—બાઈ મારે.

એક ઝરૂખો છે તેજે ભરેલ રે,
બીજે અંધારું પૂરું જામેલ રે.—બાઈ મારે.

૨૯

## ગુર્જરી ! સુધા તું હિન્દની

ધન્ય તારી ધરણી રસાળ રે,
ગુર્જરી ! દુનિયાની ભોમમાં.
સોરઠ ને કચ્છ તણી માળ રે,
ગુર્જરી ! આવી તું જોમમાં.
પહાડ તારા આબુ ગિરનાર રે,
ગુર્જરી ! ગુજરાતી સર્વની.
નર્મદા ને તાપી વિહાર રે,
ગુર્જરી ! મૂર્તિ તું ગર્વની.
ગાંધી ને દયાનંદ બાળ રે,
ગુર્જરી ! માતા તું સંતની

વિઠ્ઠલ વલ્લભ કેરી માત રે,
ગુર્જરી ! માતા ગુણવંતની.

જ્યોત તારે નયને અપાર રે,
ગુર્જરી ! જ્યોતિ તું દેશની.

તેજસ્વી તારાં સવાર રે,
ગુર્જરી ! ઉષા તું દેશની.

રાષ્ટ્રમહીં તું ઊર્મિ વહાવ રે,
ગુર્જરી ! ઊર્મિ તું હિન્દની.

શાંત સુધા તું જગમાં સિંચાવ રે,
ગુર્જરી ! સુધા તું હિન્દની.

૩૦

## જગદંબાની સ્તુતિ

માજી ! તારું મનડું નિર્મળ પૂર,
અમે પ્રીત પામીએ રે લોલ.

માજી ! તારા ચરણે લાખ નૂપુર,
અમે પ્રીત ગાઇએ રે લોલ.

માજી ! તારી આંખે દિનકર–ચન્દ્ર,
અમે નીત ભાળીએ રે લોલ.

માજી ! તારે હસ્તે વિજયી ઇન્દ્ર,
અમે નીત ગાઈએ રે લોલ.

માજી ! તેં તો માર્યા રાક્ષસરાજ,
અમે ગુણ પામીએ રે લોલ.

માજી ! તેં તો રાખી દેવોની લાજ,
અમે ઉર ધારીએ રે લોલ.

માજી ! તારી માયા સાચનું સાચ,
અમે રોજ માનીએ રે લોલ..

માજી ! તારી શક્તિને નહિ આંચ,
અમે ખધું જાણીએ રે લોલ..

માજી ! દેજે હૈયે ધર્મનો સાર,
અમે એવું માગીએ રે લોલ.

માજી ! તારી ભક્તિનો દેજે તાર,
અમે એવું વાંચ્છીએ રે લોલ..

માજી ! તારા નીતિ ફૂલના હાર,
અમે લેવા ઇચ્છીએ રે લોલ.

માજી ! તારા ઓજસ્વી ચમકાર,
અમે રોજ પામીએ રે લોલ.

## ૩૧

# ફૂલ

એક એક પાંખડી મધુર,
એમાં સુવાસ છે ભરપૂર,
બાગ કહે : રોપ્યું એ ફૂલ મેં.

પ્રેમ, પ્રેમ એકતા જણાય,
એનાં ઔદાર્ય વહ્યાં જાય,
વાયુ કહે : રોપ્યું એ ફૂલ મેં.

શ્રેષ્ઠ સ્થાનમાં સુગંધ જાય,
શોભે મંદિરમાં સદાય,
વારિ કહે : ખોળ્યું એ ફૂલ મેં.

ઉચ્ચ નીચના નથી જરાય,
રાખ્યા ભેદો કદીય ક્યાંય,
માટી કહે : ધાર્યું એ ફૂલ મેં.

કોણ માત, કોણ તાત થાય,
કોના આભારમાં મનાય?
સર્વે કહે : આપ્યું એ ફૂલ મેં.

૩૨

# વિયોગિની

પેલી રાત સખી ! રઢિયાળી હતી,
અજવાળી હતી,
મનહારી હતી,
મન વાત સખી ! શરમાળી હતી—પેલી રાત..

ઉરપૂર હતાં,
ચકચૂર હતાં,
પ્રીતસૂર હતા
મન વાત સખી ! મરમાળી હતી—પેલી રાત.

ચિત્તચોર મળ્યો,
હ્રદયે વસિયો,
ઉરભાવ વહ્યો,
મન વાત સખી ! રસવંતી હતી—પેલી રાત.

પ્રતિમા ઊજળી,
પ્રણયીને મળી,
રસપુષ્પ કળિ,
મન વાત સખી ! મદવંતી હતી—પેલી રાત..

૩૩

## કઇ જાતનાં ?

( ગીત )

બ્હેની ને ભ્રાતનાં,
માતા ને તાતનાં,
કોઇ કહો સ્મરણો કઇ જાતનાં ?

ભેટયાં એક ગામનાં,
યાત્રાનાં ધામમાં,
કોઇ કહો મિલનો કઈ જાતનાં ?

ગંગાના ઘાટ પર,
હિમાદ્રિ પાટ પર,
કોઇ કહો પથ છે કઈ જાતના ?

વ્યોમના વિહારમાં,
કલ્પનાના તારમાં,
કોઇ કહો રથ છે કઇ જાતના ?

૩૪

## ભાવમંથન

હસે એક બાલા હસે,
તરુમાલા હસે,
ઉરમંડપ આનંદ હસે.

રસે એક શ્યામા રમે,
સખી ! વામા રમે,
ઉર ભુવનમાં એજ રમે.

સખી ! નીલ છાયા ગમે,
મન માયા ગમે,
જગથી જગમાં એજ ગમે

સખી ! એક નાદ ગજે,
ઉન્માદ બજે,
ધરણીપટમાં સાદ બજે.

૩૫

## ભ્રમરને

ગુંજન કરતો નહિ ઓ ભ્રમરા !
મિષ્ટ નથી તુજ ગુંજનના રણુકાર.—ગુંજન

ડંખ ન દેતો દિલમાં ભ્રમરા !
ભાવ નથી તુજ ડંખ મહીં તલભાર.—ગુંજન

ક્રંદનમાં કોણ કહે કોમળ તાર ?
કંટકમાં કોણ કહે સુમનહાર ?

નાહક રંજાડ નહિ ભ્રમરા,
પ્રીત નથી તુજ બંધનમાં પળવાર.—ગુંજન

## કેટલીક અનુપમ નવલકથાઓ—નવલિકાઓ

| | |
|---|---|
| **અરેબીયન નાઇટ્સ** -શ્રી. રામાનંદ ચેતરજી:ઘણાં ચિત્રો સાથે | ૪—૦—૦ |
| **કોનો વાંક?**—શ્રી. કનૈયાલાલ મુનશી | ૨—૮—૦ |
| **ગુજરાતનો નાથ**— ” ” ” | ૩—૦—૦ |
| **જીવનમાંથી જડેલી**—શ્રી. લીલાવતી મુનશી (બન્ને ખંડ સાથે) | ૨—૮—૦ |
| **તક્ષશિલાની રાજમાતા**— શ્રી. ઉછરંગરાય ઓઝા | ૩—૮—૦ |
| **કાઠિયાવાડી રાજરમત**— ” ” ” | ૨—૦—૦ |
| **રસમૂર્તિઓ**—શ્રી રણજીત મ. શેઠ | ૧—૪—૦ |
| **બિન્દુ**—સ્વ. શરદબાબુ | ૦—૮—૦ |
| **વાંક વિનાની**—શ્રી૦ નૌતમકાન્ત જે. સાહિત્ય વિલાસી. | ૨—૦—૦ |
| **ઇલા**—શ્રી૦ ભગવાનદાસ જે. સાહિત્ય વિલાસી. | ૨—૦—૦ |
| **સોલંકીયુગની કીર્તિકથાઓ**—શ્રી. અંબાલાલ મીસ્ત્રી | ૨—૦—૦ |
| **ચોખેરવાલી** (ભા. ૧-૨ સાથે) કવિવર ટાગોરકૃત નવલકથા | ૨—૮—૦ |
| **જ્યોત્સ્ના**—ગુજરાતી આદર્શ ગૃહિણી.સ્વ.ભોગીન્દ્રરાવ દિવેટીઆ | ૧—૮—૦ |
| **નાગમતી**—શ્રી. મનુભાઈ જોધાણી કૃત સોરઠી પ્રેમકથા | ૧—૦—૦ |
| **કલ્પનીની મૂર્તિઓ**—શ્રી. શાન્તિલાલ જી. તોલાટ | ૧—૮—૦ |
| **હૃષીકેશચંદ્ર: ભા. ૧ થી ૪**-સ્વતંત્ર અખંડ નવલકથા | ૧૧—૮—૦ |
| **રશ્મિ**—મૌલિક સંસારી નવલકથા | ૨—૮—૦ |
| **લક્ષ્મીનાં બંધન**—શ્રી. સીતાદેવી કૃત સામાજિક નવલકથા | ૦-૧૨-૦ |
| **ઐતિહાસિક કથામંજરી**—રા. અંબેલાલ નારણજી જોષી | ૨—૮—૦ |
| **કથામંજરી, ભા. ૧-૩**—શ્રેષ્ઠ નવલિકાના સંગ્રહો. દરેકના | ૨—૦—૦ |
| **જીવનની ઝાંખી**—શ્રી. કેશવપ્રસાદ દેસાઈની ટુંકી વાતો | ૨—૦—૦ |
| **શરત્ચંદ્ર**—અનુ. રમણીક અ. મહેતા બગવાનું છાયાચિત્ર | ૨—૮—૦ |
| **સુવાસચંદ્ર**—સ્વ. શરદબાબુકૃત ‘વિપ્રદાસ.’ | ૨—૮—૦ |
| **સુરેખા**—શ્રી. જેઠાલાલ ત્રિવેદીકૃત મૌલિક નવલકથા. | ૨—૮—૦ |
| **સહચરીની શોધમાં**—માર્મિક હાસ્યરસનું સેટાયર | ૧—૮—૦ |
| **દિનેશ**—હિંમતલાલ ચુનીલાલની ગ્રામસુધારણાની નવલકથા | ૨—૦—૦ |

# રાજા રામકૃષ્ણ

કિંમત ૩—૪—૦

અર્ધ બંગાળાના બંગેશ્વરી મહારાણી ભવાનીએ આને દત્તક પુત્ર તરીકે ગ્રહણ કરી પોતાનું રાજ્ય સુપ્રત કર્યું હતું. રામકૃષ્ણનું ધાર્મિક જીવન, યોગમાં પૂર્ણ પ્રીતિ અને પરમાત્મામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. તે વખતે કેટલાક 'ઈસ્ટ-ઇન્ડિયા-કંપની'ના અમલદારોના અસહ્ય અત્યાચારોથી કંટાળી પોતે પોતાનું સર્વસ્વ ત્યાગી યોગમાં લક્ષ ખેંચ્યું. તે ઉપરાંત મહારાજા નંદકુમાર અને નવાબ મીરજાફરનું એક સત્ય ચિત્ર આપણને આમાં મળી આવે છે. જે પરથી 'કરણી તેવી પાર ઉતરણી'નું ભાન થાય છે. જેઓ દેશદ્રોહી બની પોતાના દેશનું અનિષ્ટ ઇચ્છી, કેવી કેવી વિપત્તિઓ સહન કરી, સ્વમાન ગુમાવી, અંતે દુઃખોની મંત્રણા સહન કરી, સદાને માટે પોતાનાં કરેલાં કુકૃત્યો મૂકી, ભારતના ઇતિહાસમાં પોતાનું નામ વગોવી ગયાં તેવાઓનો ચિતાર આ વાર્તાગ્રંથમાં સરસ રીતે આપેલો છે.

# સિરાજદ્દૌલા

**ઐતિહાસિક નવલકથા** : પાનાં ૫૦૦ લગભગ

પાકું સોનેરી નામનું પુંઠું. **કિંમત રૂા. ૩—૮—૦**

આ બાદશાહ જો કે થોડો જ વખત બંગાળાનું સિંહાસન ભોગવી ગયો છે; પરંતુ દેશ અને વિદેશમાં પોતાની 'જીવનસ્મૃતિ' કાયમને માટે મૂકી ગયો છે. 'સિરાજ'ને લેખકોએ "પાખંડી, ઉછાંછળો, નમાલો, લડાઈમાં કાયર" વગેરે કહી અનેક જૂઠ્ઠા આક્ષેપો મૂકી જનસમૂહમાં તિરસ્કાર પામતો કરી મૂક્યો છે. તે જૂઠ્ઠા આક્ષેપો તદ્દન ગેરવ્યાજબી છે; તે સત્ય ઇતિહાસ વાંચતા સાબીત કરી શકીએ છીએ, તે આ નવલકથા વાંચવાથી જણાય છે.

# વિરાજમોહન

રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ બેરીસ્ટર એટ-લૉ-કૃત સામાજીક નવલકથા.

મૂળ લેખકઃ દેવીપ્રસન્નરાય ચૌધરી. (બુજ નકલો છે) **કીંમત રૂા. ૧—૦—૦**

# જીવન સાફલ્ય

અથવા

# જીંદગીનો ઉપયોગ.

**સદ્વર્તન, નીતિ અને વ્યવહારનાં દ્રષ્ટાંતો સહીત**

મૂળ લેખકઃ—રાઈટ ઑન૦ **સર જૉન લબક.**

અનુવાદકઃ—લક્ષ્મીશંકર **માધવજી શુકલ.** **કિંમત રૂ. બે**

માનવજીવનને ઉપયોગી વિષયોની ચર્ચા કરતું આ પુસ્તક સાચું જીવન જીવવા ઇચ્છનાર હરેક વ્યકિતએ પોતાના જીવનના ઘડતર માટે વાંચ્યા તેમજ ઘરમાં વસાવ્યા વગર ચાલે તેમ નથી.

વાંચનઃ અભ્યાસ અને મનન દ્વારા આ પુસ્તક તમને સાચા જીવનનો રાહ બતાવી આ ક્ષણભંગુર જગતમાં ઉત્તમ શિક્ષણ આપે છે.

# જીવન-સુધારણાના સન્માર્ગ.

[ ભાગ ૧-૨ સાથે પાકું પુંઠું ]

જીવનમાં નવીન ઉત્સાહ રેડનાર, નવીન ચૈતન્ય જગાવનાર, અપૂર્વ આનંદ અને શાંતિ પ્રેરનાર તેમજ માનસિક શકિતઓનો અજબ રીતે વિકાસ કરનાર, સદ્વિચારોથી ઓતપ્રોત આ પુસ્તક પ્રત્યેક સ્ત્રી પુરૂષને અમૂલ્ય થઇ પડે તેવું છે.

રોયલ સોળ પેજી લગભગ. પૃષ્ઠ ૨૫૦

પાકા પુંઠાનું બે ભાગ સાથે બંધેલાની **કીં. રૂા. ૧-૮-૦**

# સત્યભામા

## ( પત્નીની પસંદગી—શુદ્ધ પ્રેમનો આદર્શ )

આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી ગદ્ય નાટક છે. હાફ-ટોન બ્લેકનાં ૭ મનોહર ચિત્રો સાથે. **અંક ૧ લો**—પ્રેમાંકુર, **અંક બીજો**—પ્રેમવિકાસ, **અંક ત્રીજો**—પ્રેમપ્રકાશ, **અંક ૪ થો**—પ્રેમ-પરિક્ષણ, **અંક ૫ મો**—પ્રેમની પરિસીમા. **કીંમત રૂા. સવા.**

**પ્રભાવતી —** મેવાડના ઇતિહાસનું ઐતિહાસિક નાટક. પૃષ્ઠ ૧૦૦. **કીંમત રૂા. ૦-૮-૦**

ટેકીલી—દેશપ્રેમી, પોતાના જાતિધર્મનું દેહના ભોગે પાલન કરનારી, સતી રજપૂત અડગ વીર રમણીનું આ ઐતિહાસિક ગદ્ય તથા પદ્યમય શિષ્ટ નાટક છે.

---

**વીર શાહુ—** મોગલ સમ્રાટ્ ઔરંગઝેબના સમયનું આ એક ઐતિહાસિક નાટક છે. કીંમત. ૦-૬-૦.

## શ્રી પ્રહ્‌લાદ

લેખકઃ— **હરિલાલ હર્ષદરાય ધ્રુ**

હિરણ્યકશિપુ અનેક જાતનાં દુઃખ દે છે, પણ ટેકીલા ભક્તજન નારાયણનું નામ ઘડી પણ ભૂલતા નથી, અને આવા મહાન સંકટમાં પરમાત્મા તેને મદદ કરી પોતાના ભક્તની ભીડ ભાંગે છે, એ આ નાટકનું રહસ્ય છે. **કિં. ૦-૧૦-૦**

**તપસ્વિની—** સતીત્વનું પ્રાબલ્યદર્શક ત્રણ અંકી નાટક. ગ્લેઝ કાગળ ને સુન્દર બાઇન્ડીંગ. **કીંમત. દશ આના.**

જાણીતા અર્થશાસ્ત્રી અને સમાજ સેવક

સ્વ. દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇના

# ભાષણો અને લેખો

( તેમના જીવનચરિત્ર સાથે )

દિ. બ. અંબાલાલભાઇનું જીવનચરિત્ર પ્રો. બળવંતરાય ક. ઠાકોરે લખેલું છે. તે ઉપરાંત જુદા જુદા વિષયોનાં નીચે પ્રમાણે સાત પ્રકરણો છે:—

૧ ધર્મ
૨ આર્થીક–નાણાં પ્રકરણ
૩ રાજકીય
૪ વિદ્યા–કેળવણી
૫ સાહિત્ય
૬ સંસાર–સમાજ
૮ સામાન્ય

પાકું પુંઠું : ક્રાઉન ૩૦૦ પાનાં : **કીંમત રૂા. ૨–૦–૦**

---

નીડર સમાજ સેવક સ્વ. કરશનદાસ મુળજી કૃત–

# નીતિ-વચન

આ પુસ્તકમાં નીતિના જુદા જુદા ૬૫ વિષયો આપ્યા છે. દરેક વિષય એવા સચોટ દ્રષ્ટાંતોથી સાદી શૈલીમાં લખેલ છે કે વાંચનારના મન ઉપર ઘણી ઉંડી છાપ પડે છે, અને જીવનનું મુખ્ય ધ્યેય જે નીતિ તે શીખવાનું મળે છે. આ પુસ્તકના લેખક કરસનદાસ મુળજીનું જીવનચરિત્ર શરૂઆતમાં આપેલું છે.

સોનેરી નામથી બાંધેલા પુસ્તકની **કીંમત રૂા. ૧–૮–૦**

પેપર કવર રૂ. એક. **કેળવણી ખાતાએ મંજુર કર્યું છે.**